# સરદારની
# વાણી

## ૧

પ્રકાશક : હરિપ્રસાદ મહેતા, મંત્રી,
ગુજરાત પ્રાન્તિક સમિતિ, અમદાવાદ.

કિમ્મત એક આનો

# ભાષણ પહેલુ

[ સરદારશ્રી વલ્લભભાઇએ સાબરમતી જેલમાંથી છુટીને
૨૭-૬-૩૦ ના રોજ અમદાવાદમાં આપેલું ભાષણ ]

પ્રથમ તો તમે સર્વેએ મારૂં જે પ્રેમપૂર્વક સન્માન કર્યું છે તે માટે હું ખરા દિલથી તમારો બધાનો આભાર માનું છું.

## મુબારકબાદી

અત્યારે જ એકદમ તમે મારી પાસેથી આપણા કાર્યને અંગે સલાહ કે સૂચનાની આશા તો નહિ રાખતા હો, કારણ કે હું તો આપણી લડતના મંડાણ પહેલાં જ જેલખાનામાં જઇ બેઠો હતો. મને ત્યાં બેઠાં બેઠાં દેશની લડતે કેવો રંગ પકડ્યો છે તે વિષે પૂરેપૂરી માહિતી મળતી નહોતી. પણ અત્યારે જ્યારે બધા જ દેશ-નેતાઓ જેલમાં પુરાયા છે ને આપણા સેનાપતિ મહાત્માજી પણ પકડાયેલા છે, ત્યારે પણ તમારો બધાનો આટલો બધો ઉત્સાહ ને ઉમંગ છે એ જોઇને હું ખરેખર મગરૂર થાઉં છું ને તમને બધાને ખરા હૃદયથી મુબારકબાદી આપું છું. તમે જે અપૂર્વ શાંતિ જાળવી છે તે માટે પણ મુબારકબાદી ઘટે છે. વળી તમારી કુશળતા ને તમારો ત્યાગ એ માટે પણ મારે તમને મુબારકબાદી આપવી જોઇએ.

આથી વિશેષ તો તમે મારી પાસેથી અત્યારે આશા ન રાખો. હું પ્રથમ તો જાણવા માગું છું કે આપણા ગુજરાતમાં કાર્ય કેવું

ચાલી રહ્યું છે; કાર્યકર્તાઓ બધા નવા જ છે તેમની સાથે પણ મારે પરિચય કરવો છે; એ કઇ પદ્ધતિએ કાર્ય કરે છે, એમને શી શી મુશ્કેલીઓ નડે છે એ બધું હું જાણી લઉં. ટૂંકમાં, ગુજરાતની હાલની આપણી લડતની શી સ્થિતિ છે એથી હું સારી રીતે વાકેફ થાઉં ત્યાર પછી જ સલાહ-સૂચના આપી શકું ને માર્ગ દર્શાવી શકું.

## જેલનાં સુખ

પણ તમે મારી પાસે જેલખાનાની વાતો સાંભળવાની આશા જરૂર રાખી હશે. તેની તો તમને શી વાત કહું ? ત્યાં કંઇ માથાં ફૂટતાં નહોતાં, ત્યાં કોઇ જાતનું દુઃખ જણાતું નહોતું. જો કોઇ એમ કહે કે જેલમાં દુઃખ છે તો તમે તે માનતા જ નહિ. ત્યાં તો પરમ ચેન છે, ને તે વળી માત્ર રોજના ચાર પૈસામાં જ. એ ચાર પૈસાના ખર્ચમાં જેલમાં જેટલું સુખ મળે છે તેટલું બહાર નથી. કારણ કે આજે જ્યારે આપણી હિન્દની મહાસભાના પ્રમુખ જેલમાં પુરાયા છે, જ્યારે જગતના શ્રેષ્ઠ પુરૂષ મહાત્મા ગાંધી યરોડાના કારાવાસમાં છે, ત્યારે જેલની બહાર રહીને આરામથી ધાન ખાવું એ ધૂળ ખાવા બરાબર છે. ને મણ રૂની તળાઇઓમાં સૂવું એ પણ ચિતા ઉપર સૂવા બરાબર છે. આથી સાચું કહું છું કે જેલમાં જેટલું સુખ લાગે છે તેટલું બહાર નથી લાગતું. મને તો એક જીલ્લા મેજીસ્ટ્રેટની નોટીસનો અનાદર કરવાના આરોપ માટે ત્રણ માસ ને ત્રણ અઠવાડિયાં માટે વગર ખર્ચની ચીશી મળી હતી. અને મેં આજના દિવસના માત્ર બે રોટલા વગર કશું જવા દીધું નથી. આજે સાંજના બે રોટલાનો મારો હક્ક હતો ને કાલ સવારની એક પાઇની જુવારની કાંજી પણ મને મળવી જોઇતી હતી. એ મારો અધિકાર-મે જેલરને મને છોડ્યો ત્યારે કહ્યું હતું તેમ-છીનવી લીધો. બાકી તો ત્યાં ચેન જ હતું.

## સરકારનો ઉકળાટ

આપણા બધા જેલમાં બેઠેલા મિત્રો પણ ચેનમાં છે. એ મિત્રો પાસેથી વિદાય લેતાં મને જે દર્દ થયું છે તે તમે નહિ સમજી શકો. મને વિદાય દેતાં એમને પણ ખૂબ દર્દ થયું છે. એટલે તમે જેલના

દુઃખની બીક તો રાખતા જ નહિ. સરકાર અત્યારે રોષે ભરાઇ છે, એને ઉકળાટ થાય છે. આ ઘડીએ આપણને શરીરે ઉકળાટ થાય છે, એ એક બે દિવસમાં વરસાદ તૂટી પડવાની નિશાની છે ને તેથી પાણી પાણી થઇ જવાનું છે. તેમજ આ સરકારનો ઉકળાટ પણ એજ બતાવે છે કે તે હવે થોડામાં જ પલળીને પાણી પાણી થઇ જવાની છે.

મેં જેલ જતા અગાઉ આપણી લડત વિષે બધી આગાહી કરી હતી, પણ લાઠી વિષે તો મને કલ્પનાય આવી નહોતી. મેં ધાર્યું હતું કે ગોળીઓ છોડશે, પણ સરકારે લાઠીઓ ચલાવી. એ નવી જ વસ્તુ છે. હોય, આ સરકાર તો 'સુધરેલી' છે ને! એટલે એ એની સભ્યતા' અનેક નવેનવે પ્રકારે બતાવે.

પણ હજી તો લડતની શરૂઆત જ છે. હજી તો લાંબો પંથ કાપવાનો બાકી છે. તો પછી જેલ જવામાં ચિંતા શી? મેં કહ્યું જ ને કે જેલમાં જે ચેન છે તે બહાર નથી, ન હોઇ શકે.

## ખરું જેલખાનું કયું?

આજની સ્થિતિ જોતાં મને અતિશય આશા બંધાય છે. તમારો બધાનો ઉત્સાહ જોઇ હું હર્ષઘેલો થઇ જાઉં છું. તમે હવે બતાવી દો કે આ ઉત્સાહ એ ક્ષણિક નથી, એ એક પળ માટે આવેલું પૂર નથી, પણ એક સમર્થ તપસ્વીની દશ બાર વર્ષની પ્રખર તપશ્ચર્યાનું ફળ છે. આજે મને ઘણા સલાહ આપતા હતા કે મારે ભાષણ ન કરવું, મારે ફસાઇ ન પડવું. વળી કેટલાક કહેતા હતા કે મારે આજની સભામાં ન આવવું, કારણ કે તેમને ભય હતો કે મને આજે ને આજે જ પાછા પકડશે. પણ હું તો કહું છું કે મારા હાથની રેખામાં જેલની વાત જ નથી. જેલ જવાનું મેં જાણ્યું જ નથી. આ બહારની જેલ એ તે કંઇ જેલખાનું છે? ખરું જેલખાનું તો માયાનું બંધન છે. આ આપણા આત્માને જે મોહ, માયા ને કામક્રોધનાં બંધન છે એ જ ખરું જેલખાનું છે. જે માણસે એ બંધન સ્વેચ્છાથી તોડયાં છે એ માણસને આ જગત પરનું બળવા-

નમાં બળવાન એવું કોઇ પણ સામ્રાજ્ય બંધનમાં રાખી શકવાનું નથી. આથી જ હું કહું છું કે જેલ તો મને કંઇ હિસાબમાં જ નથી, ને આ જિંદગીમાં તો તે મારે મન કંઇ જ નહિ હોય.

## બહેનોનો ભાગ

આજે જ મેં એ કહેવાતા જેલખાનામાંથી બહાર નીકળતાં ખેડાના ૧૯ વીરો ને એક બહેનને પેસતાં જોયાં. એ બહેન તો ગામડામાં રહેનારી એક બ્રાહ્મણી છે. એનો ભાઇ મારી સાથે પંદર વર્ષથી કામ કરે છે. એ ત્રણ વખત જેલમાં ગયો હતો ને હું એને ત્રણ વખત બહાર કાઢી લાવ્યો છું. અત્યારે પણ એ જેલમાં છે. મેં જેલમાં રહેલા બીજા બધા ભાઇઓને કહ્યું છે કે મારે માટે એક ઓરડી કાયમ રાખજો જ. કાં તો હું એ બધાને એ જેલમાંથી બહાર કાઢીશ અને કાં તો હું એમની સાથે જ પાછો અંદર જઇ બેસીશ. એ જેલ ગયેલી બહેન નિરક્ષર છે, પણ એનો ભાઇ ગુજરાતનો એક તપસ્વી છે. એણે હજારોનાં જીવનમાં ફેરફાર કરી નાખ્યો છે, અને અત્યારે એ નાસિક જેલમાં છે. એનું નામ રવિશંકર. એની બહેન ચંચળ બહેનને જ્યારે મેં પેસતી જોઇ ત્યારે મને જેવો હર્ષ થયો તેવો બીજા કશાથી નહોતો થયો. જ્યારે ગુજરાતનાં ગામડાંની બહેનો જેલમાં જતી થઇ જશે ત્યારે આપણી જીત નજીક જ માનજો. ગુજરાતમાં જે ઇતિહાસ ઘડાઇ રહ્યો છે તેમાં બહેનોનો ભાગ જોઇને હું ગાંડોઘેલો થઇ જાઉં છું.

## ધોરી રસ્તો

હું ઇચ્છું છું કે અત્યારે જે ઉત્સાહનો-દેશસેવાનો પવન વાઇ રહ્યો છે તે એટલો જ બલ્કે તેથી પણ વિશેષ વાયા જ કરે. યરોડાની જેલમાં પુરાયેલા આપણા મહાન સેનાપતિને એ જેલના દરવાજા ઉઘાડી બહાર લાવી આપણી ઇજ્જત પર નખાયેલા હાથને દૂર ન કરીએ તો આપણું જીવન વ્યર્થ જ જાણજો.

મરણ તો એક વખત જ આવે છે, બે વખત નહિ; ને તે કરોડપતિ કે ગરીબ કોઇને ય છોડતું નથી. તો પછી તેનો ભય

શો ? આપણે મરણનો ભય છોડી નિર્ભય થઇએ. મેં એવી કોઇ જ સરકાર જોઇ નથી કે જે તેત્રીસ કરોડની એક મહાન પ્રજાને તેની ઇચ્છા વિરૂદ્ધ તોપ કે મશીનગનની બીક બતાવી દબાવી શકે. માટે આપણો નિશ્ચય જો સાચો જ હોય તો જીત પણ આપણા હાથની જ વાત છે એ ચોક્કસ માનજો.

ભાઇઓ ને બહેનો, હું તમારો વિશેષ વખત નહિ લઉં. મને આજે જરા થાક પણ લાગ્યો છે. તમારા બધાના સદ્‌ભાવ માટે ફરી હું આભાર માની લઉં.

## કોઇ મોં સંતાડશો નહિ

હું ગુજરાતની પરિસ્થિતિથી વાકેફ થઇ થોડા જ વખતમાં કંઇ માર્ગ સૂચવીશ. પણ નવો માર્ગ વળી શો હોય ? મહાસભાએ ને મહાત્માજીએ રસ્તો બતાવી જ દીધો છે. એ રસ્તે જવામાં સત્ય અને અહિંસા એ બેની જ જરૂર છે. એ રસ્તો ધોરી રસ્તો છે. એ ઉપર બાળકથી માંડી વૃદ્ધ અને સ્ત્રીઓ ને પુરૂષો સર્વ જઇ શકે છે. આ લડત જ એવી છે કે તે બાળકો પણ ચલાવી શકે. અને આ પ્રસંગે જે પોતાનું મોં સંતાડશે, જે આ લડતમાં પોતાનું યોગ્ય સ્થાન નહિ લઇ લ્યે તેનું નામ ઇતિહાસમાં કાળા અક્ષરે લખાવાનું. માટે તમે સૌ પોતપોતાનો ધર્મ સમજી લ્યો; હિંમત અને દૃઢતાથી લડત આગળ ધપાવ્યે જાઓ, ને આખરે જીત પામો. પ્રભુ આપણને શક્તિ આપો. ઇશ્વર આપણું કલ્યાણ કરો.

❦

# ભાષણ બીજું

[સવિનય ભંગની પ્રવૃત્તિને કારણે રાજીનામું આપનારા અમદાવાદ જીલ્લાના મુખીઓએ તા. ૧-૭-૩૦ના દિવસે સરદાર વલ્લભભાઇને માન-પત્ર અને થેલી અર્પણ કર્યાં, તે વેળા પ્રત્યુત્તર રૂપે સરદારે આપેલું ભાષણ]

આટલા બધા પટેલ ભાઇઓને-મતાદાર ભાઇઓને મળવાનો પ્રસંગ આવશે એમ હું ધારતો નહોતો; કેમકે જેલમાં મને જે છાપું મળતું હતું, તેમાં રાજીનામાં આપી પાછાં ખેંચી લીધાના સરકાર તરફથી થતા પ્રચારના સમાચાર જ વાંચવાનું મળતું. રાજીનામાં જુલમ અને મહાસભાની જબરજસ્તીથી મેળવ્યાં છે એવા પ્રકારનો ફેલાવો સરકાર તરફથી થયો છે. આટલા બધા પટેલોનાં રાજીનામાં માટે મને અત્યંત હર્ષ થાય છે.

## ડોક નીચી ન નમાવો

હું ખેડુતોમાં પંદર વર્ષથી કામ કરી રહ્યો છું. પંદર વર્ષ પહેલાં મેં જાણેલું કે ખેડુતો દિલના ભોળા છે. તેમના કલ્યાણ માટે એ ભોળપણ ભાંગવું જોઇએ. મેં જોયું કે ભોળપણ ભાંગવા માટે વખત જોઇશે. ખેડુતોના દુઃખમાં મેં અને મારા મિત્રોએ ભાગ લીધો એટલે ખેડુતો જાગ્રત થયા. મને દુઃખ થતું હતું કે ખેડુતોનું સરકારમાં માન નથી. ખેડુતો પ્રપંચી અને પટેલો લબાડ

અને ખટપટીઆ છે એવી તેમની આબરૂ સરકારમાં છે. ખેડાના સત્યાગ્રહ વખતે મને આ ખબર પડી. અને તે છાપ ભૂંસવાનો મેં સંકલ્પ કર્યો.

તમને તો શું પણ પશુને ય પેટ ભરવા માટેનાં સાધનો પ્રભુએ કર્યાં છેઃ અને આવી શાખે તમે પેટ ભરો તો માણસ અને જાનવર વચ્ચે ફેર કેટલો ? ખેડુતોને મેં કહેલું છે કે તમે દરેક ઠેકાણે તમારી ડોક નીચી ન નમાવો. તમારૂં માથું તો સરજનહારને જ નમે, બીજા કોઇને નમે નહિ. મરદનું માથું પરમેશ્વરને નમે, રાક્ષસી સત્તાનો પ્રતિનિધિ ગમે તેટલો મોટો હોય, તે તોપ અને બંદૂકનો પ્રતિનિધિ હોય, તેનામાં જાન લેવાની સત્તા હોય, જાગીર આપવાની સત્તા હોય, છતાં એવાને નમે એ મરદ નહિ, તે નામર્દ છે. આપણે તો અત્યાર સુધી નામર્દ જ રહ્યા છીએ, હવે આપણી ઓલાદ નામર્દ ના રહે એ જોજો.

## પટેલો કોણ ?

ગુજરાતના ખેડુતોનું દુઃખ અજ્ઞાનમાં છે. તેમાં પટેલો પણ આવી જાય છે. અસલના પટેલો લોકના રક્ષક હતા. હવે તો પટેલો મારફત ભક્ષણ જ થાય છે. આ વાત મેં તમને બોરસદ અને બારડોલીની લડતો વખતે બરોબર સમજાવી હતી. આપણે જો આ સરકારની નોકરી કરીએ તો તે આપણાં બાળકોની ને આપણાં કુટુંબની હત્યા કર્યા બરોબર છે.

આપણે તો એટલું જ કહીએ છીએ કે મીઠાનો કાયદો કાઢી નાખો; જમીન મહેસૂલનો વેરો અર્ધો કરો; દારૂ પીવાની સરકારી વ્યવસ્થા બંધ કરી દ્યો; જે પરદેશી કાપડે ખેડુતોને ઘેર પાયમાલી ઉતારી છે તેની જગ્યાએ તેમના જ ખેતરમાં ઉગેલા કપાસમાંથી સુતર બનાવી એ સુતરને વાપરી ખેડુતોને પાયમાલીમાંથી બચાવો. આ માગણીઓ ખેડુતને મરણપથારીએથી ઉઠાડવા માટેના છે અને એ માગણીઓ કરવા માટે આપણા આગેવાનો જેલમાં ગયા છે. આ આગેવાનો છૂટતાં સુધી સરકારનો સંગ તમારે કરવો નહિ.

## પંદર વર્ષના કામની પરીક્ષા

આજે તો પંદર પંદર વર્ષના કામની પરીક્ષા થઇ રહી છે. આપણું એ કામ આજે બરોબર દીપી નીકળવું જોઇએ. તમારા તમામમાં સ્વમાનની ભાવના જાગતી થવી જોઇએ. તમારાં હૈયાં નીડર થઇ જવાં જોઇએ. તમારે કાળજે ઘર કરી બેઠેલી ફડક હવે તો ભાગવી જોઇએ. મુખી મતાદારપણાનું એકવાર ફગાવી દીધેલું રાજીનામું કયા ભયે, કઇ લાલચે પાછું ખેંચી લેવાય? એકવાર આપેલું રાજીનામું પાછું શા માટે કોઇપણ પટેલ ખેંચે? મારી એ વાત યાદ રાખજો કે આ રાજીનામામાં જ તમારૂં અને તમારા બાળકોનું, આજની અને ભવિષ્યની પ્રજાનું સાચું કલ્યાણ છે. હિન્દનો મોટો મુખી જેલમાં હોય, રાષ્ટ્રપતિ જવાહરલાલ જેલમાં હોય અને પોતાના પદનો બોજ પોતાના વૃદ્ધ પિતાને સુપ્રત કરતા ગયા હોય, અને જેણે ટાઢ તડકો જોયાં નથી એવા લાખોની પેદાશવાળા એ પિતા પણ જેલમાં હોય, ત્યાં તમને મુખીપદો શોભશે ખરાં?

## પીલવાઇ થાય તો યે શું?

કેટલાક મને કહી રહ્યા છે કે પીલવાઇ થશે; સરકાર ખેડુતોને પીલી અને પીસી નાંખશે. હું કહું છું કે પીલી નાંખનારો તો એક ભગવાન છે, સરકાર બાપડો ખેડુતને શું પીલવનો હતો! અને પીલવાઇ થાય પણ કયારે? જ્યારે હજારો ખેડુતો ભાન ભૂલીને ગાંડાતૂર બને ત્યારે. એવે વખતે પાંચ પચાસ હજાર ગોળીથી વિંધાશે ત્યારે જ ખેડુતોનુ સાચું કલ્યાણ થવાનું છે. ધરતીમાં આપણે બીયાં વાવીએ ત્યારે બી કોહવાઇને ફાટી જાય. પછી જ એ બી ઉગી નીકળે. તેમ આ સરકારની પણ કોહ થવા માંડી છે. એ કોહમાંથી હિન્દને માટે કાંઇક ઉગી નીકળશે. મેં જેલમાં સાંભળ્યું કે બારડોલીમાં સરકારે લશ્કર ફેરવ્યું. એના લાવલશ્કરના એ ભલે જોઇએ તેટલા તમાસા કરે. તેમાં આપણે શું? આપણે જો તોફાન કરીએ તો જ એ લશ્કરને એ વાપરે ને! તોજ પીલવાઇ થાય ને?

## તોપ બંદુકનો શો ડર હોય?

પ્રાણ લેવાનો અધિકાર તો એક ઇશ્વરે પોતાને હાથ રાખ્યો છે.

તો પછી સરકારી તોપ બંદૂકોનો આપણને શો ડર હોય ? એ તોપોથી કાંઇ થવાનું નથી. રાસના લોકોએ જેમ ગામ ખાલી કર્યું તેમ જો આપણે પણ ભીડને વખતે ગામ ખાલી કરીએ તો પછી સરકાર શું કરશે ? તમારું પેટ તમે ગમે તેમ જ્યાં ત્યાં ભરી શકશો, પણ એક વાર ગયેલી આબરૂ ફરી ફરીને પાછી આવવાની નથી. માટે તમારે —ગુજરાતના ખેડુતોએ વ્યવસ્થિત રીતે કામ કરવાનું છે. તમે જેલ, તોપ કે બંદૂકોને માટે તૈયાર ન હો, પણ અત્યારે સરકારનો સાથ તો જરૂર છોડી દેજો. એને સાથ આપવો એ પાપ છે. તમે તેમ કરશો તો તમારા નામને પાછળ જોડતાં તમારાં છોકરાં શરમાશે. આ સરકારની નોકરી કરી તો યે શું, ન કરી તો યે શું ?

અત્યારે સરકારી હુકમ નીકળે છે કે પટેલ, મુખી અને મતાદારને હવેથી પટેલ સાહેબ લખવું. તેમને બેસવાને ખુરશી આપવી. સરકારને મોડું મોડું આ ભાન અત્યારે કેમ સૂઝયું ? એને તમારી બહુ ગરજ છે. તમારા વગર એનું રાજ્ય ઘડીભર પણ ન ચાલે. પણ તમે તમારી કિંમત સમજતા નથી. તમારા માનની તમને પોતાને ખેવના નથી.

## થુંકયું ના ગળશો

જ્યારે પટેલાઇનો વખત આવશે ત્યારે પટેલાઇ જરૂર કરવાની છે. પરંતુ લાંચરૂશ્વત, ખુશામત, ઉનારાનો બંદોબસ્ત, ખાટલા મોકલવા, બળતણ આપવું એ પટેલાઇ નથી એ તો ગુલામી છે. સાચી પટેલાઇ એમ ન થાય. એ સાચી પટેલાઇનો વખત આવશે ત્યારે હું તમને બતાવીશ.

તમે એક વાત સમજી લ્યો કે ખેડુતોની પેદાશ ઉપર આ રાજ્ય ચાલે છે. એટલે હકિકત એ છે કે સરકારને તમારા વગર જરા પણ ચાલે તેમ નથી. તમે મરદ હો, સાચા ખેડુત બચ્ચા હો, ખેડુતની કુખે તમે જન્મ લીધો હોય, તમારી રગરગમાં ખેડુતનું ખમીર ધમધમતું હોય, તો થુંકયું પાછું ન ગળશો. આપેલું રાજીનામું પાછું ન ખેંચશો. એ તો વિષ્ટા ખાવાની વાત થઇ. ખેડુતને વિષ્ટા ખાવાનું સૂઝે જ કેમ ?

## ગુલામો નથી જોઇતા

મારી ભવિષ્યવાણી છે કે અતિશયતા પછી જ ફતેહ છે. અતિ દુઃખ પછી જ આરામ છે. પ્રસવની વેદનાને અંતે જ સુખ થાય છે. અત્યારે તો આખો દેશ પુનર્જન્મની—સ્વરાજ્યની પ્રસવવેદના સહી રહ્યો છે. એ વેદનાની પાછળ આખા દેશની મુક્તિનો સવાલ છે. એટલે સરકારને ફાવે તેટલો જૂલ્મ કરી લેવા દ્યો. એના બધા યે કોડ શમી જશે. એ જૂલ્મ કરી કરીને થાકશે ત્યારે જ કાંઇક નવું થશે. હું તો આજ છું ને કાલે નથી. પણ મારૂં એ વચન સંભારજો કે ખેડુતનો એક પણ સાચો દીકરો નામર્દ ન રહે. તમારી નામર્દાઇ ઉતારી નાંખવા તમે તૈયાર ન હો, તો આ દેશને ઉગારનાર બીજો કોઇ નથી. આ હિન્દુસ્તાન દેશનો નાશ જ થવો જોઇએ. તેત્રીસ કરોડ ગુલામો ધરતીને ભારે મારતા હોય તોયે શું ને ન હોય તો યે શું ? દુનિયાને આજે ગુલામોની જરૂર નથી. એટલે તમે તમારાપણું સમજી લ્યો. તમારી આબરૂ કયાં છે એ વિચારી લ્યો. બે વરસ થીગડાં પહેરશો તો આબરૂ ભાગી જનારી નથી. આ સમય લડાઇનો છે. કાંઇ સારા કપડાં પહેરવાનો નથી. દારૂ પાછળ એક પાઇ પણ બગાડશો નહિ. કોરટ અદાલતે તમે શા માટે ચડો છો ? તમારા ગામડાંઓનો પાકો બંદોબસ્ત કરો, તેમાં તમને કોણ પકડે ? પકડે તો યે કયાં તમારા બાઇડી છોકરાં ભૂખે મરવાનાં હતાં ? તમારાં હૈયાંની ફડક જે દિવસે તમે ભાંગો તે દિવસે તમે જીતને માર્ગે છો એમ સમજજો. પ્રભુ તમને તમારી શક્તિઓની ઓળખ આપો ! ઇશ્વર તમારૂં કલ્યાણ કરો !

૧૫૪૬૨

# ભાષણ ત્રીજું

[ સરદારશ્રી વલ્લભભાઈએ તા. ૩-૭-૩૦ના રોજ મુંબાઈમાં કાંદાવાડીમાં મળેલી જાહેર સભામાં કરેલું પહેલું ભાષણ ]

મુંબાઇની પ્રજા સમક્ષ મારે જે કહેવાનું છે તે કહેવા માટે મુંબાઇની એક જૂદી જાહેર સભા રાખવામાં આવનારી હતી. એ માટેની વ્યવસ્થા પરીન બહેન કરવાનાં હતાં. એ સભા ઘણું કરીને કાલ કે પરમ દિવસે મળવાની હતી. ત્યાં તો પરીન બહેનને સરકારે ગિરફતાર કરી લીધાં.

## પરીન બહેનને અભિનન્દન

મેં મુંબાઇમાં પગ મૂકયો ત્યારથી જ મારી બહેનને ઘેર આવ્યો હોઉં એમ મને લાગ્યા કરતું હતું. એ બહેને આજ મારા ઉપર પૂરી જીત મેળવી છે. જે ભાગ્યશાળી બહેનની આજે ધરપકડ થઇ છે, તે ખરી પુણ્યશાળી બાઇ છે. એને આજે આ સ્થાન ઉપરથી હું મુબારકબાદી આપું છું. પરીન બહેન હિન્દની એક સાધ્વી સ્ત્રીની તરેહ પોતાનું જીવન ગુજારી રહી હતી. અને એ એક જ નહિ પરંતુ એની બધી યે બહેનો એમના જેવી જ સાધ્વી સતીઓ સમાણી છે. એમનાં એક બહેન ખુરશેદ બહેન મારા ગુજરાતમાં અતિ પ્રશંસનીય એવું કાર્ય કરી રહેલ છે. એની એક બીજી બહેન સુરત જીલ્લામાં પોતાનો દેહ ઓગાળી રહી છે. એનું

નામ મીઠુ બહેન પીટીટ છે. એ બહેને સુરત જીલ્લાના ભલભલા મરદોને પોતાના કામના પ્રભાવથી નીચું જોવરાવ્યું છે. એવી બહેનોની બહેન પરીન બહેને મુંબાઇમાં પણ એવું જ કામ કરી બતાવ્યું છે. એ બહેનો ખરે હિન્દની સાચી સતિઓ જ છે. એમને હું અભિનન્દન આપું છું.

### તુત નથી, લડાઈ ચાલે છે

બબ્બે દિવસથી હું મુંબાઇના રંગઢંગ નિહાળી રહ્યો છું. આંહીં થતા પ્રચારકાર્ય અને કાર્યથી મને દેખાયું છે કે મુંબાઇનો એકેક એક નાગરિક–સ્ત્રી અને પુરૂષ–રાષ્ટ્રના આ જંગમાં પોતાનો અચૂક હિસ્સો આપવા આગેવાનીભર્યો ભાગ લઇ આપી રહ્યો છે. મુંબાઇએ આજે પોતાની પુરાણી રીત નીતિ વિસારી દીધી છે. મુંબાઇ આજે દેશને મોખરે છે. આજે મુંબાઇમાં પરિવર્તન થતું હોય એમ મને દેખાય છે. આગેવાનો જેલમાં ગયા છે, પણ તમારી લડત એટલા જ વેગથી આગળ ચાલી રહી છે. હવે જ સરકારને ખબર પડી છે કે આજે જે ચાલી રહ્યું છે તે કાંઇ તુત નથી, પણ એક લડાઇ છે અને એ લડાઇને મોખરે મુંબાઇ છાતી કાઢીને ઉભું છે. મુંબાઇએ જે કાર્ય કરી બતાવ્યું છે તેથી હું ઘણો જ ખુશી થયો છું.

### માર્શલ લૉ આવે છે

મને ચીઠ્ઠી લખી પૂછવામાં આવ્યું છે કે માર્શલ લૉ જાહેર થાય તો શું કરવું ? હું એક વાત ભારપૂર્વક કહેવા માગું છું કે અત્યારે પણ માર્શલ લૉ તો છે જ. પરંતુ તે પડદામાં ઢંકાયો છે, એટલે તમે તેને ઓળખી શકતા નથી. આજે રસ્તા પર ચાલનારનું પણ માથું ફૂટે છે. લાઠી મારવાના બનાવોનો કોઇ પાર નથી. આ ઢંકાયલો માર્શલ લૉ નહિ તો બીજું છે પણ શું ? ઢંકાયેલા માર્શલ લૉ હેઠળ આજે તો દેશભરમાં લાઠો રાજ્ય ચાલી રહ્યું છે.

આ ઢંકાયેલા માર્શલ લૉના પડદા ઉઘાડી નાંખવાના સરકારની નેમ હોય, અને સરકાર માર્શલ લૉની પ્રજાને ધમકી જ આપતી હોય તો રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે હું સરકારને જાહેર કરૂં છું કે મુંબાઇને માર્શલ લૉ જોઇએ જ છે. દેશ આખો આજે

લશ્કરી કાયદો માગી જ રહ્યો છે. તેથી સરકાર આજે જે ઢોંગ કરી રહી છે તે ઢોંગ ઉઘાડો પડી જશે. કાંઇ નવું બનવાનું નથી, કારણ માર્શલ લો તો ચાલી જ રહ્યો છે. જે પડદો ઢંકાયો છે તે પડદો ઉપાડી લઇ આપણે સરકારનો દંભ ઉઘાડો પાડવો છે.

## સરકારનું છેલ્લું હથિયાર

માર્શલ લો જ આ સરકારનું છેલ્લામાં છેલ્લું હથિયાર છે. એનાં બીજાં તમામ હાથયાર તો ખપી ચૂક્યાં છે. અને સરકાર જ્યારે જાણી લેશે કે માર્શલ લોની ધમકીની પ્રજા ઉપર જરાય અસર થતી નથી અને એનું એ હથિયાર પણ બુઠ્ઠું નીવડ્યું છે, તે જ ઘડીએ સરકાર આપણી સાથે હાથેહાથ મીલાવવાને માટે તૈયાર થશે અને નમતું જોખશે.

પરંતુ માર્શલ લોની જાહેરાત કરવાની સરકારને તક મળે એવું આપણે કાંઇ ન કરીએ. આપણા તરફથી જરા જેટલું યે કારણ મળ્યા વગર માર્શલ લો ભલે જાહેર થતો. આપણે જરા યે પાછાં ડગ ભરવાનાં નથી. આપણે તો આગળ અને આગળ જ વધવું છે.

## શાબાશ, મુંબાઇ

મહાત્માજીને મુંબાઇનો અગાઉ ભરોસો નહોતો. તેમના દિલમાં શંકા રહ્યા કરતી હતી. હજી યે કેટલાક ભાઇઓ મને કહે છે કે મુંબાઇનું વાતાવરણ વા-હિસ્ટીરીયાના રોગ જેવું જ છે. હું કહીશ કે જો તેવો ભેદ હશે તો મુંબાઇનું નાક જવા બેઠું છે. એમ માનજો કે છેલ્લા બે દિવસથી મુંબાઇમાં હું જે ઉત્સાહ નીરખી રહ્યો છું તે ઉપરથી મને ખાત્રી છે કે જો તેના પાંચ ટકા પણ સાચા હશે, તો મુંબાઇ એક જ હિન્દને સ્વરાજ્ય અપાવી શકશે. પણ મુંબાઇ જો હવે પાછું પગલું ભરે તો તેને દરિયામાં ડુબી મરવા જેવું થશે અને પોતાનું નાક કપાવશે. મુંબાઇની બહેનો મને હિંમતભેર કહી શકે છે કે, એ હિસ્ટીરીઆની વાતોને માનતા જ નહિ. અને તેમ છતાં યે આ વાયુ રોગ હોય તો યે શું ? વાયુના રોગીને મંડ્યે પડતાં દુઃખ એને લાગતાં નથી. એટલે અમે ગમે તેટલું દુઃખ સહી લેવા તૈયાર છીએ !'

## બહેનોની તાકાત

બહેનો આજે આ તાકાત બતાવી રહી છે ત્યારે 'માર્શલ લૉ જાહેર થાય ત્યારે શું કરવું" એમ તમે ભાઇઓ મને હજી પૂછતા હો, તો હું કહું છું કે સોલાપુરના જેવો ખુલ્લો માર્શલ લૉ જાહેર થાય તો ડરવું નહિ. આ સમય ડરવાનો નથી. આ તો માથે પડતી આફતો વધાવી લેવાનો વખત છે. જેનામાં હિંમત છે તેને હૈયે ડર નથી. જેની હિમત ખૂટી ગઇ હોય તે ચુડીઓ લઇ લેજો. નામર્દોના સંઘ કરતાં થોડા નીડર મરદો વધારે સારા. જેલનો ભય વટાવી દીધા પછી હવે માથાં ફૂટે તો યે આપણે ડરવાનું નથી. જેને રાષ્ટ્રીય કાર્ય કરવાની કાંઇ યે ધગશ ન હોય અને પોતાના વેપારધંધાની જ જેને રાતદિવસ ચિન્તા રહેતી હોય તેને માટે એક જ સ્થાન છેઃ દરિ-યામાં પાણી ઘણું છે તેમાં જઇને ડુબી મરવું.

## કોલેજના વિદ્યાર્થીઓને

કોલેજના વિદ્યાર્થીઓને પણ હું એક વાત કહેવા માગું છું. તમે કોલેજો છોડી શકતા ન હો, તો અકેક સાડી લઇને મારી પાસે આવો. મારો છોકરો આ સમે કોલેજમાં ભણતો હોય, તો હું તેને જરૂર ઠાર કરૂં. દેશ જ્યારે આઝાદીની પ્રસવવેદના ભોગવી રહ્યો છે, જ્યારે માથાં તડાતડ નાળીયેર શાં ફૂટે છે, ત્યારે તમે કોલેજીયનો કોલેજમાં જઇને શું ભણવાના હતા? બાપનું બારમું! હું ચોખ્ખી વાત કરનારો ગામડાનો ખેડુત રહ્યો, અને વિદ્યાર્થીઓને મળવાનો મને જો પ્રસંગ આવશે તો તેમને લાગી આવે એવી વાતો જ હું કરવાનો છું.

હવે બધાં યે માયાવી બંધનો છોડી દેજો. હવે વેપાર અને અભ્યાસની વાત તમામ ભૂલી જજો. હવે તો ખુવાર થઇ જવાય તો યે પાછા નથી હઠવું. હવે રાષ્ટ્રીય કાર્યને આગળ ધપા-વતાં ફના થવાય તોય નથી ચૂકવું. આ વખતે હવે જો ચૂકયા તો ૩૩ કરોડને માથે કાયમી ગુલામીની મડાગાંઠ બંધાશે. જો આપણે માર્શલ લૉથી ડરીએ તો આપણે શું કરવાના હતા? એ બધા ડર છોડી દેજો. માર્શલ લૉ જો તમારે વહેલો વહેલો જોઇતો હોય

તો જરૂર ખૂબ શાંતિ જાળવજો. દિલને ઠેકાણે રાખજો. જીભ કાબુમાં રાખજો. આ દુનિયામાં લાઠીથી માથા ફોડનારા ભલે પાકતા હોય, પણ દિલને ભાંગનારો કોઇ માજણ્યો મેં હજી જોયો નથી. આત્મબળના સામર્થ્યને તોડનારો કોઇ હજી પાક્યો નથી.

### ગોળમેજી પરિષદનું નાટક

જેના મનમાં ગોળમેજી પરિષદ રમી રહી હોય તેણે પણ એ વાત વિસારે પાડવી જોઇશે. માયાવી એવું એ નાટક મૂર્ખાઓ માટે રચાયું છે અને મૂર્ખાઓ જ તેમાં ભલે જાય. અત્યારે જ્યારે એક બાજુ આગેવાનોને જેલમાં મોકલવામાં આવતા હોય, લાઠીઓથી માથાં ફૂટતા હોય, તેવે લડાઇને વખતે ગોળમેજી કે ચોરસમેજી પરિષદની વાત જ કેમ થઇ શકે ?

એ પરિષદ તો એક દંભ છે. મહાત્માજીએ જે પ્રયોગ અજમાવ્યો છે તેથી સરકાર મતિ હારી ગઇ છે. તેણે ઓરડીનંસ ઉપર ઓરડીનંસો બહાર પાડવા માંડયાં છે. લાઠીઓનો ઉપયોગ કરવા માંડયો છે. પણ એ લાઠીઓથી કોણ ડરવાનું હતું ? બે પાંચ હજારનાં માથાં ફૂટયાં તો યે શું ? આપણે તો આપણાં માથાંઓની ખોપરીઓના હાર સરકારને આપવાના છે. એટલે હવે હિન્દમાં નામર્દોનું કામ નથી. એમને માટે આંહી જગ્યા પણ નથી. નામર્દોએ પોતાનું જે હોય તે વેચી સાટીને વિલાયત જતા રહેવું જોઇએ. કારણ કે નામર્દોનો વંશ જ આ દેશમાંથી પહેલાં નાશ પામવો જોઇએ.

### આ આખરી લડત છે

આપણે તો આખરી લડત માંડી છે. આપણે તો આજે જ લડી લેવા માગીએ છીએ. એવે વખતે નામર્દોનું આંહી શું કામ હોય ? હવે તો કાં એ નહિ અને કાં આપણે નહિ આપણે ભલે ભાંગી જઇએ, ભૂકો થઇ જઇએ, પણ નમવાનું તો નથી જ. આપણે તો આપણું જ રાજ્ય કરીને હવે જંપવાનું છે. અને આપણે આપણું રાજ્ય ચલાવતાં શીખવું હોય તો પહેલાં બીજાનું રાજ્ય કાઢી નાંખવું.

આવી રીતે આ લડત લડતાં મુંબાઇમાં ભયંકર પરિવર્તન થાય તો હું તો હસવાનો છું; કારણ કે મુંબાઇ તો પરદેશી કોઠી છે. હિન્દનાં નાણુંને પરદેશમાં ઠાલવનાર કોઠી છે. અનેક ખેડુતોના હાડ ચામના પાયા ઉપર ખેડુતોના લોહીથી જે ચણાયેલી આ ભૂમિ છે. તેનો કદાચ નાશ થાય તો પણ હું તો હસતો જ રહીશ. મુંબાઇ જે કરશે તે પોતાના પાપના પ્રાયશ્ચિત રૂપે જ કરશે.

### લડત આગળ ધપાવો

એટલે જ મુંબાઇને હું કહું છું કે તમારી લડત આગળ ધપાવજો અદમ વાળીને નિઃશસ્ત્ર ઉભા-રહેલા માનવીઓ ઉપર લાઠીના ઘા કરી તેના માથાં ફોડવાની આ સુધરેલી કહેવાતી સરકારની રાજનીતિ જોઇ, ઘણા પુછે છે કે આ સરકાર આવી છે? હું તો કહું છું કે સરકારની સુધરેલી રાજનીતિનો તમને હજી યે વિશેષ અનુભવ મળે, તો પણ આપણી લડત આગળ જ ધપાવવાની છે. ભલે વેપાર પાયમાલ થાય, ભલે રોટલો જાવ, પરંતુ એક વાર આરંભેલુ કાર્ય અધુરૂં ન મૂકાય એ તમારે જોવાનું રહેશે. તમારૂં નાવ આગળ ઝુકાવજો. કારણ કે સૌને માથે જે સરજનહાર બેઠો છે તેનો હિસાબ પાકી ગણતરીનો છે. એ પ્રભુ તમને લડત લઢી કાઢવાનું બળ આપે. પ્રભુ તમારૂં કલ્યાણ કરે!



# ભાષણ ચોથું

[ મુંબાઇ રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય નીચે મુંબાઇની બહેનો તા. ૩-૭-૩૦ના રોજ કાનબાઇની વાડીમાં સરદાર વલ્લભભાઇની મુલાકાત કરવા એકત્ર થયેલી, તે સમયે સરદારે કરેલું ભાષણ ]

મારાં સદ્‌ભાગ્ય છે કે તમો સહુને મળવાની આજે મને તક મળી છે. હું તો હમણાં જ જેલમાંથી બહાર આવું છું અને ત્યાં માણસોના ચહેરા બહુ જ ઓછા જોવામાં આવતા. એથી આટલી મોટી સંખ્યામાં એકત્ર થયેલી બહેનોને જોઇને હું ગાંડોઘેલો થઇ ગયો છું.

## હિન્દની સ્ત્રી-શક્તિ

બહેનો ! આ લડતમાં મહાત્માજીએ તમારા ઉપર ઘણો જ આધાર રાખ્યો હતો. છતાં યે તમે આજે જે કાર્યપ્રદેશ ખેડી રહ્યાં છો તેની તો મહાત્માજીને ય કલ્પના જ નહિ હોય. મહાત્માજીની સ્ત્રીઓ પાસેની તમામ આશા તમે પૂરી કરી બતાવી છે.

તમારાં નાયક પરીન બહેન આજે પકડાયાં છે. એ ભલે પકડાયાં. મોટા મોટા સરદારો અને નેતાઓથી પણ જે મહાકાર્ય ન થઇ શકત, એ એમણે એકલે હાથે કરી બતાવ્યું છે. એ બહેનની કાર્યશક્તિ જોઇને હું તો ચકિત જ બની ગયો છું.

હિન્દની સ્ત્રીઓ અજ્ઞાન છે, અભણ છે, અને રાજકીય કે સામાજીક બાબતોમાં જરા જેટલું ય સમજતી નથી એમ વારંવાર

કહેવામાં આવે છે. પણ તમે એ બધું જુઠાણું ખુલ્લું પાડયું છે. અને સ્ત્રી–શક્તિનો તમે દેશને પૂરો પરિચય આપ્યો છે. મુંબાઇમાં આવી સ્ત્રી–શક્તિ હોય, તો મુંબાઇની નામર્દાઇનો નાશ જ થવો જોઇએ.

## જેલનો ભય નામર્દને હોય

આજે બીજા કેટલાક ભાઇઓને પણ પકડયા છે. જેલમાં જવું એની હવે જરા ય જેટલી નવાઇ નથી રહી. આપણે મન તો જેલ અને મહેલ બન્ને સરખાં જ હોવાં જોઇએ. હું કહેતો હતો કે મારી રેખામાં જેલ નથી. હજી યે પણ—એક વાર જેલમાં જઇ આવ્યા પછી પણ એ વાતને હું સાચી માનું છું. કારણ કે આ સરકારી જેલને હું માનતો નથી. મને પોતાને જેલ અને ઘર બધું સરખું જ જણાય છે. હિન્દીને મન હવે જેલ અને ઘરમાં શો ફેર લાગે? જેલમાં જવાની ભીતિ હવે આપણે હૈયે રહી નથી.

છતાં યે કદાચ કેટલાક કહેવાતા નરોને જેલનો ભય રહેલો હોય. આંહી મળેલી બહેનોને હું કહું છું કે એવા પુરૂષો હોય તો તે નામર્દ છે. બહેનોને હું કહું છું કે તેઓના ધણી નામર્દ હોય તો છૂટાછેડા કરી નાંખજો. કુંવારી બહેનોએ તો તેવા સાથે પરણવું જ નહિ; કારણ કે નામર્દોની ઓલાદમાંથી ગુલામો જ પેદા થાય છે. અત્યાર સુધી ખૂબ ખૂબ વાતો કરી છે. હવે એ વાતોનું નાટક નથી ચાલવાનું. એમનું પાખંડ હવે નથી નભવાનું. અત્યારે તો દરેક માણસે કામ પર લાગી જવાનું છે. હું જેલમાંથી આવ્યો છું. હમણાં જ પાછો જેલમાં ચાલ્યો જાઉં, પણ આ લડત હવે અટકવાની નથી એ વાતની ખાત્રી રાખજો.

## નવો યુગ બેઠો છે

મુંબાઇએ આજ સુધી જે કામ કર્યું છે તેનું માન તમને જ ઘટે છે. અને તમારા જેવી બહેનો પાસેથી હું એ માગી લઉં છું કે તમારા ઉત્સાહને હવે મંદ પડવા દેશો નહિ. સરકારે એક હિસાબ બાંધ્યો છે કે આ બધી વાત તો દૂધના ઉભરા જેવી છે.

હમણાં પાછું ઠરીને ઠામ થશે અને દેશનો તમામ ઉત્સાહ થોડા વખતમાં શમી જશે. સરકારની એ ગણતરી તમારે ખોટી પાડવાની છે. અને એ માટે તમે એક ડગલું પણ પીછેહઠ હવે કરી શકશો નહિ. બહેનોનો આજનો ધર્મ એ છે કે લડતનો ઝુંડો તેમણે ઉંચો અને ઉંચો જ રાખવો.

જૂના દિવસો વહી ગયા છે. નવો યુગ હવે બેઠો છે. સરકારને બતાવી દેજો કે પૂજ્ય દેવીઓ સમી બહેનો જેલમાં જતાં યે હવે અચકાય એમ નથી. હિન્દની બહેનોએ જેલમાં જવાને માટે હવે સદા તૈયાર થઇ રહેવું જોઇશે.

## પરદેશી કાપડનું પાપ

પરંતુ એકલા જેલમાં જવાથી દેશને સ્વતંત્રતા મળવાની નથી. આ સખ્ત લડતનો આધાર સ્ત્રીઓ ઉપર છે. ઇતિહાસમાં નોંધાયેલ અનેક દાખલાઓ બતાવે છે કે દેશને જ્યારે જયારે ખરા ટેકાની જરૂર પડે છે ત્યારે એ ટેકો બહેનોએ જ આપ્યો છે. એટલે જેલમાં જવાની તત્પરતા ઉપરાંત બધી બહેનોએ એક કાયમી બોધપાઠ શીખી લેવો જોઇએ. એક વાત ધ્યાનમાં રાખજો કે તમારા ઘરમાં એક પણ વિદેશી વસ્તુને તમે રાખજો મા. જે વસ્તુઓ હિન્દમાં બનતી ન હોય તેનો તમને ખપ પડવો જ જોઇએ નહિ. આપણે દર વરસે ૬૫ કરોડનું તો પરદેશી કાપડ લઇએ છીએ, તેથી હાથે કરીને આપણા દેશને આપણે કંગાળ બનાવીએ છીએ. ભૂખમરાને ઘરમાં પેસવા દઇએ છીએ આજે કરોડોને ખાવાનું નથી મળતું, પહેરવાનુ નથી મળતું. એ આપણા જ પાપનું પરિણામ છે. માટે હવે આપણે સ્વદેશીની પ્રતિજ્ઞા લઇ લઇએ અને આપણાં આગલાં પાપોનું પ્રાયશ્ચિત કરીએ.

## લડતનો સાચો પાયો

ભારત માતાની સ્થિતિ હાલ દ્રૌપદી જેવી છે. તેની લાજ ઢાંકવાનાં કાપડ પરદેશથી મંગાવવા પડે છે. આથી જ મહાત્માજીએ તમોને તકલી અને રેંટીયો ચલાવવાનું જણાવ્યું છે. તેઓ પોતે

જેલમાં પણ સુતર કાંતે છે. મેં પણ જેલમાં આઠ શેર જેટલું કાંત્યું છે. આપણે જેટલું સુતર કાંતશું એટલું આપણું પરદેશ વહી જતું નાણું આપણે બચાવી શકશું. એટલે જ બધી બહેનોને હું કહું છું કે સહુએ પોતાનું કપડું પોતે કાંતેલા સુતરમાંથી તૈયાર કરાવવાની ગોઠવણ કરવી જોઇએ. ખાદી-પ્રવૃત્તિ ઉપર જ આ લડતનો સાચો પાયો મંડાયો છે.

પરંતુ આપણી ખાદી-પ્રવૃત્તિ સરકારને ગળે ખૂંચે છે. આપણી ખાદી-પ્રવૃત્તિને જોસ મળે એ આ સરકાર જોઇ શકતી નથી. વખત એવો આવશે કે જ્યારે રેંટીયાને ઘરમાં રાખવો તેને પણ ગુન્હો ગણવામાં આવશે. કારણ કે તેથી પણ ઇંગ્લાંડનો કાપડઉદ્યોગ પડી ભાંગવાનો તેને પૂરો ભય લાગે છે.

## મુંબાઇનો નખ્ખોદીયો વેપાર

આમ ખાદીની બાબત તમે પૂરી સમજી ગયા હો, તો પછી આપણા ગમે તેટલા આગેવાનોને જેલમાં પૂરે તો પણ તમે કાંત-વાનું તો ચાલુ જ રાખશો. સરકાર ગમે તે કરશે તો યે તમને વિદેશી કાપડ ખરીદ કરવાની ફરજ પાડી શકશે જ નહિ.

બીજી વાત હું એ કહેવા માગું છું કે હાલમાં એમ જણાવ-વામાં આવે છે કે મુંબાઇનો વેપાર ધંધો તદ્દન પડી ભાંગ્યો છે. હું તો ખેડુત છું અને ગામડાંઓના ખેડુતોને ચૂસી ચૂસીને માતબર બનેલું આ શહેર જો આજે જ દરિયામાં ડુબી જતું હોય તો હું ઘણો જ ખુશી થાઉં. આ દેશનું ધન પાંચ હજાર માઇલ જેટલે દૂર ઘસડી જવા માટે આ શહેરને દરિયાના કિનારે બાંધવામાં આવ્યું છે. મુંબાઇનો વેપારધંધો પરદેશમાં નાણાં ઠાલવવાનો છે. આથી જો મુંબા-ઇનો વપારધંધો પડી ભાંગે તો તેથી મને કંઇ દુઃખ થશે નહિ. એમ થાય તો તો હજારો ભૂખે મરતાં ગામડાંઓમાં વેપારધંધો જાગશે અને લાખો ભૂખે મરતાં લોકોની રોજી જાગશે.

## મહાપુરૂષ જેલમાં છે

આપણા કરતાં ગામડાંનો ખેડુત વધારે દુઃખી છે, વધારે દરિદ્ર

છે. છતાં યે એ ખેડુતને પણુ હું કહેતો આવ્યો છું કે તમારી ખેતી ભલે જહન્નમમાં જાય. આપણો મહાપુરૂષ જેલમાં પડયો હોય ત્યાં સુધી ખેતી રોજગાર શાને માટે હોય? મુંબાઇને પણુ હું કહું છું કે ત્યાં સુધી તમારો વેપાર રોજગાર શા કામનો?

મને એક વાતથી બહુજ રમુજ ઉપજે છે. એ વાત એ છે કે આપણે ત્યાં માર્શલ લો જાહેર કરવામાં આવશે. મેં તો બારડોલીમાં પણુ આગાહી કરી હતી કે માર્શલ લો આવશે. પણુ ત્યાં એ કાયદો જાહેર ન થયો. આંહી એ માર્શલ લો જાહેર થાય તો ભલે થાય. માત્ર એક વાત ખૂબ *ધ્યાનમાં રાખજો કે સોલાપુરમાં જેમ માર્શલ લો આવ્યો તેમ આપણે ત્યાં ન આવવો જોઇએ. આપણે કોઇને એક કાંકરી સરખી યે મારવાની ભૂલ કરવી નહિ. આપણે તો તદ્દન અહિંસાત્મક લડત લડવાની છે. તેમ છતાં ય માર્શલ લો આવે તો આપણે ડરવું નથી અને લડત મોળી પાડવી નથી.

## લશ્કર–બળ સામે અહિંસા

અત્યારે પણુ હિન્દના નિઃશસ્ત્ર લોકો ઉપર લાઠીનો મારો ચલાવવામાં આવે છે. જેઓ પોતાનો એક હાથ પણુ ઉંચો નથી કરતા તેઓનાં માથાં ભાંગવામાં આવે છે. પશ્ચિમની સભ્યતાનો આ નમુનો છે. સભ્યતાના આ પ્રદર્શનથી જો દેશ દબાશે નહિ તો માર્શલ લો પણ જાહેર કરવામાં આ સરકાર આંચકો ખાય એમ નથી. સરકાર પાસે લશ્કરી બળ છે. એ બળનું એને ગુમાન છે અને એ બળ ઉપર મુસ્તાક રહીને તેણે આજ સુધી આપણા ઉપર રાજ્ય ચલાવ્યું છે.

પરંતુ એ લશ્કરી બળને વશ કરનારૂં અમોઘ શસ્ત્ર મહાત્માજીએ શોધી કાઢયું છે. એ શસ્ત્રનું નામ અહિંસા. અને પુરૂષોના કરતાં પણુ સ્ત્રીઓ વધારે મક્કમતાથી અહિંસાને વળગી રહે એમ મહાત્માજીનો ભરોંસો હોવાથી જ પીકેટીંગનું કામ એમણે બહેનોને સોંપ્યું છે. બહેનો આ કામ વધારે સરસ રીતે કરી શકે એમ

અનુભવે પણ પૂરવાર થયું છે. અમદાવાદ શહેરની અને અમદાવાદ જીલ્લાની બહેનો દારૂ તાડીનાં તમામ પીઠાં ઉપર પીકેટીંગ કરે છે અને ઘણું સુંદર કાર્ય બજાવે છે. તેમને પગલે પગલે ચાલીને અહિંસાના બોધપાઠ સમજી લઇને આ દેશની લડતમાં તમારાથી બની શકે તે રીતે ફાળો આપવો જોઇએ.

## આ લડત નાટક નથી

આ લડત એ નાટક નથી. આ તો આપણા જીવવાના હક્ક માટેનો આખરી જંગ છે. એ તમે સમજજો. તમારા ઘરબાર ભલે જાય, તમારાં બાળબચ્ચાં ભલે જાય, ભલે આ દેશનો વેપારધંધો પડી ભાંગે, અને ભલે ગમે તેવાં સંકટ માથે આવી પડે, પણ તમારા નિશ્ચયમાં તમે એક ડગલું પણ પાછળ ન હઠશો. તમારા નિશ્ચયમાં અડગ રહેવાનું બળ ઇશ્વર તમને આપે. ઇશ્વર સહુનું કલ્યાણ કરે.



# ભાષણ પાંચમું

[ તા. ૪–૭–૧૯૩૦ના રોજ સરદાર વલ્લભભાઇએ મુંબાઇમાં માધવબાગમાં મળેલી જાહેર સભામાં આપેલું ભાષણ ]

તમે બધા આવી અગવડભરી ઋતુમાં પણ આંહી આવીને બેઠેલા છો એ જોઇને મને ખરે જ આનંદ થાય છે. મારૂં જે પ્રેમપૂર્વક સ્વાગત તમો બધાએ કર્યું છે તે માટે તમારો આભાર માનવો ઘટે છે. આ સભા આટલી જબરજસ્ત હશે એનો મને જરા યે ખ્યાલ જ નહોતો. હવે મારી વાત એક ચિત્તે સાંભળજો.

### રણશૂર મુંબાઇ

મુંબાઇએ અત્યાર સુધી જે કર્યું છે તે માટે તમે જરૂર અભિમાન લઇ શકો છો. કારણ કે તમે આજે સમસ્ત દેશની દૃષ્ટિ તમારા ઉપર ખેંચી છે. મુંબાઇની પ્રજાએ ખૂબ ભોગ આપ્યો છે, ખૂબ દુઃખ સહન કર્યાં છે. આજે મુંબાઇમાં ખરૂં ચેતન આવ્યું છે. જગતમાં આજ સુધી એ ખ્યાલ હતો કે હિન્દની સ્ત્રીઓને અજ્ઞાન રાખવામાં આવે છે. તેને પડદામાં પૂરી રાખવામાં આવે છે. કોઇ જાહેર બાબતમાં તેને ભાગ લેતી કરવામાં આવતી નથી. રાજકીય બાબતોમાં તેને રસ ન પડે એમ માનવામાં આવતું. પરંતુ મુંબાઇએ આજે એ વાતો જુઠ્ઠી પાડી છે. કેમકે આંહી બહેનો પુરૂષો સાથે આ લડતમાં સમાન ભાગ લેવા તૈયાર થઇ છે. દેશની મુક્તિ માટે પુરૂષો સાથે સ્ત્રીઓએ દુઃખ સહન કરી જગતની દૃષ્ટિ

પોતાના ઉપર ખેંચી છે. ગાંધીજીને જેલમાં પણ જરૂર સંતોષ થતો હશે એ વાત નક્કી માનજો. મુંબાઇમાં આજે આ જાગૃતિ જોઇને હું ખૂબ રાચું છું. જ્યાં જ્યાં મારી નજર પડે છે ત્યાં ત્યાં નાનાં નાનાં બાળકોથી માંડીને મોટાં માણસો સુધી તમામને રાષ્ટ્રીય કાર્યની પાછળ દેહ નીચોવતાં મેં જોયાં છે. આજે તમે બધા યે સાથોસાથ કામ કરીને મુંબાઇના રંગઢંગ બદલાવ્યા છે. એટલે તમારી આગળ તો હું ટૂંકમાં જ કહેવા માગું છું.

### મહાસભાનો કાર્યક્રમ પાર ઉતારો

પહેલી વાત એ છે કે મારા એક ભાષણનો જૂદો અર્થ ઉપજાવીને એક વ્યક્તિ એમ જણાવે છે કે હું જૂદા વિચારનો માણસ છું. આમ લખ્યા પછી મારો કાર્યક્રમ મહાસભાના કાર્યક્રમથી જૂદો છે એમ પણ જણાવાયું છે. પણ હું ભારપૂર્વક જાહેર કરવા માગું છું તે વાત એ છે કે મારો કાર્યક્રમ જૂદો નથી. જૂદો હોઇ શકે પણ નહિ. જે કાર્યક્રમ મહાસભાનો છે, તે જ કાર્યક્રમ આ દેશનો છે, તે જ કાર્યક્રમ મારો છે અને તેને જ અમલમાં મૂકવાની હું તમો સહુને વિનતિ કરૂં છું.

### અંગ્રેજ વેપારીની સલાહ

બીજી વાત એ છે કે કેટલાક અંગ્રેજ વેપારીઓ મુંબાઇના વેપારીઓને સલાહ આપે છે. કોઇ અંગ્રેજ વેપારી સલાહ આપતો હોય તેને હું કહું છું કે તમારી સલાહની અમારે જરા યે જરૂર નથી. મુંબાઇના વેપારીઓ માટે, મારા ભાઇઓ માટે મને લાગે એટલું એ અંગ્રેજના દીલમાં કદિ ય ન લાગે. મુંબાઇની દશ લાખની વસ્તીમાંથી પરીન બહેન જેવી સાધ્વી સ્ત્રીને પકડી જાય એ દેવી જેવી પારસી બહેનને સરકાર જેલમાં ધકેલી દે, એવે વખતે વેપારની વાત કેવી? વેપાર ધંધા વધારવા ને જાળવવા માટેની સલાહ સાંભળવાની નિરાંત પણ કોને હોય? જ્યાં સુધી આ દેશની સ્થિતિ આવી છે, નેતાઓ જેલમાં ગયેલા છે, બીજાઓ જતા જાય છે, ત્યાં સુધી વેપારની વાતો કરી જ કોણ શકે?

### પેરીન બહેનની પાછળ

પેરીન બહેન જેલમાં ગઈ. ભલે ગઈ. મને તેનો અફસોસ શાનો હોય? એ બહેન તો મને કહ્યા જ કરતી કે 'સરકાર મને આજકાલમાં પકડશે.' અને મેં તેને એ જવાબ આપ્યો હતો કે 'સરકાર પહેલાં તને પકડશે કે મને તેની મને ખબર પડતી નથી. કારણ કે જ્યાં તારે જવાનું છે ત્યાં જ મારે પણ જવાનું છે. એ બહેન મારા ઉપર જીત મેળવી ગઈ. હું એનાથી હાર્યો. મને આમ હરાવવા માટે મુંબાઈની પ્રજાને મુબારકી ઘટે છે.

પેરીન બહેનના કામથી જેમ મને હર્ષ થાય છે તેમ મુંબાઈની જોખમદારી વિષે પણ હું તમને પૂરા ચેતવી દેવા માગું છું. સરકાર માને છે કે આગેવાનોને જેલમાં પૂરી દઈશું તો આ લડત બંધ પડશે. પરંતુ મુંબાઈમાં તો હું આગેવાનોને ભાળતો જ નથી. આજ દરેક સ્ત્રી પુરૂષ આગેવાન થઈ પડયા છે. દરેક બાળક વાનર સેનામાં જોડાયો છે. એટલે ગાંધીજીએ અગાઉ કહેલું તેમ દરેક સ્ત્રી પુરૂષ જેલમાં જશે ત્યારે આપણી લડત બાળગોપાળ ચલાવશે. એ લડતમાં ઝાઝી સામગ્રીની જરૂર નથી. માત્ર સત્ય અને અહિંસા એ બેજ વસ્તુઓની ખરી જરૂર છે. એટલે મુંબાઈ પોતાની જોખમદારી સમજીને પાર ઉતારે.

### પાપના પાયા

પરંતુ મુંબાઈમાં સત્ય અને અહિંસાને બન્નેને સ્થાન મળે એ બાબતમાં ભારે શંકા જરૂર રહે. ગાંધીજીએ પણ કહ્યું હતું કે મુંબાઈનો મને ભરોસો નથી. કારણ મુંબાઈનો પાયો જ પાપ ઉપર રચાયો છે હિન્દનાં ગરીબોના લોહી ચૂસી ચૂસી પરદેશમાં ધન ઠાલવવા માટે મુંબાઈ શહેર બંધાયું છે. દરિયા ઉપરની એની બાંધણી કાંઈ મારી તમારી સુખાકારી માટે નથી. પરદેશીઓની સગવડ માટે જ એની યોજના થઈ છે. મુંબાઈ તો માયાની નગરી છે. મહાત્માજીની નિરાશા પણ એટલા માટે જ હતી. એમને પાછલો અનુભવ હતો.

### ઘર દીઠ મરદ આપો

પરંતુ મુંબાઈએ પાપનું પ્રાયશ્ચિત કર્યું છે. આ લડતમાં

અનુપમ એવો સરસ સાથ આપી એણે પાછલો કાળો ઇતિહાસ ભૂંસી નાંખ્યો છે. મુંબાઇ પ્રત્યેની અવિશ્વાસની લાગણી હવે દૂર થઇ છે. મુંબાઇને માટે મને ચિન્તા રહેતી નથી. પરંતુ આંહી મળેલી બધી બહેનોને હું કહું છું કે ઘરમાં નવજુવાન હોય તેને ખબર આપે કે તૈયાર રહે; ઘર દીઠ એક માણસ મહાસભાને સોંપવાનો છે. યુરોપની લડાઇ થઇ ત્યારે કોઇ બહેને જુવાનો ઘરમાં રહેવા દીધા ન્હોતા તમારે પણ તેમજ કરવાનું છે. તમારી હિમ્મત, તમારા ત્યાગની મારા ઉપર અસર થઇ છે કે તેથી તમને કહું છું. પુરૂષોમાં મેલ હોવાનો સંભવ છે. વેપારીઓમાં ગમે તેવી લાગણી હશે તોયે તે હિસાબ ગણવા બેસશે, ત્યારે તેની છાતી ધબકારા દેશે. પણ બહેનો, તમે હિમ્મત રાખજો. હિન્દની લાજ તમારા હાથમાં છે.

### દેશનું અપમાન

એક વાત મારે તમને ભારપૂર્વક કહેવાની છે. આપણે વારંવાર સાંભળીએ છીએ કે વાઇસરોય સાહેબ હિન્દનું ભલું ઇચ્છે છે. પણ ત્યારે શું ગાંધીજી હિન્દનું ભલું નથી ઇચ્છતા? તમારા કોઇના મનમાં એ વિષે જરા યે સંદેહ છે ખરો? બીજા જે હજારો દેશ-ભાઇઓ જેલમાં પૂરાયા છે તેઓ અને હું અને તમે–આપણે તમામ આપણા દેશનું ભલું નથી ઇચ્છતા અને એક વાઇસરોય સાહેબ જ આ દેશનું ભલું ઇચ્છે છે? આવી વાતો કરવી એ ગાંધીજીનું અપ-માન છે, જેલમાં પડેલા ભાઇઓનું અપમાન છે, આપણા આ દેશનું અપમાન છે. વાઇસરોય સાહેબ આ દેશનું ભલું ઇચ્છતા હશે. પરંતુ તે પહેલું ભલું ઇચ્છે પોતાના દેશનું અને પછી જ એ આ દેશનું ભલું ઇચ્છે. તેમને જ પગલે ચાલીને તેમની જ માફક હું અને મારા સાથીઓ સૌથી પહેલું ભલું ઇચ્છીએ આપણા દેશનું હિન્દનું; અને પછી ઇંગ્લાંડનું ભલું ઇચ્છવા ચાહીએ છીએ.

### મજૂર સરકારની મુશ્કેલીઓ

વળી એમ કહેવામાં આવે છે કે મજૂર સરકારના પ્રધાનમંડળના સભ્યો, વડા પ્રધાન અને હિન્દી વજીર વગેરે પણ હિન્દ વિષે ભારે મુશ્કેલીમાં આવી પડયા છે. હું કહું છું કે કાં ભલા શી મુશ્કેલીઓ

છે? તેમનાં તે માથાં ફૂટે છે? તેમને શું ગોળીઓ ખાવી પડે છે? તેમને મુશ્કેલી શી છે? મને એની સમજ જ પડતી નથી. એમની મુશ્કેલીઓની વાતો કરનારાઓને આપણી મુશ્કેલીની કાંઇ પરવા પડી નથી. પણ અમારી સ્થિતિ તો ચોકખી છે. અમારી આવરદાનાં વરસ તો થોડાં છે. હતું તે બધું ખુવાર કરીને બેઠા છીએ. નથી કરી પૈસાની પરવા કે નથી કરી ઘરબારની પરવા. દેશને ખાતર ફનાફાતીયા કર્યા છે.

બત્રીસ હજાર લોક આજે જેલમાં છે. હજારો મરી ફીટશે, તો યે હિન્દનો પ્રાણ મરવાનો નથી-જવાનો નથી. આ વાત જ્યારે અંગ્રેજો સમજશે ત્યારે મુક્તિ તરત જ મળશે. પછી કોઇ અંતરાય રહેનારો નથી. પરંતુ એક વાત હૈયે લખી રાખજો કે હિન્દને જે જોઇએ છે તે હિન્દે જ નક્કી કરવાનું છે; અંગ્રેજોએ નહિ. જીરવવાની જેટલી શક્તિ હશે તેટલું માંગશું; બાકીનાને શક્તિ નહિ હોય ત્યાં લગી હાથ નહિ લગાડીએ.

## ખરૂં હથિયાર

આજે આ દેશમાં કરોડો ભૂખે મરે છે, કરોડો નાગા ફરે છે, કરોડો મરવાની આળસે જીવે છે. તેમાંથી બે કરોડ જશે તો કાંઇ ચિન્તા નહિ. બાકીના ૨૮ કરોડ સુખેથી બાકીનો રોટલો ખાઇને પેટ ભરશે. પરંતુ એ તો ચોક્કસ છે કે હવે ૨ લાખ માણસો ૩૩ કરોડને હાંકી શકવાના નથી. ભલે તેમની પાસે કાંઇ હથિયાર ન હોય. પરંતુ એક સાચું અમોઘ હથિયાર તેમને મળી ગયું છે.

મુંબાઇને હું ચેતવણી આપવા માગું છું. એક ભાઇએ મને ચીઠ્ઠી લખી પૂછાવ્યું હતું કે મારશલ લો જાહેર થાય તો શું કરવું? આજે જ મળી ગયેલી બહેનોની સભામાં જે વાત મેં કહેલી તે જ વાત મુંબાઇની પ્રજાને ફરીવાર કહેવા માગું છું કે મુંબાઇમાં માર્શલ લો છે જ. માત્ર તમે તેને ઓળખ્યો નથી. એક મુંબાઇમાં નહિ પણ આખા દેશમાં અત્યારે માર્શલ લો જ ચાલે છે. હિન્દમાં ઓર્ડીનન્સનું રાજ્ય છે. કાયદાનું નહિ, પણ લાઠીનું રાજ્ય છે. આજે

આપણને ખબર નથી કે આવતી કાલે સરકાર ક્યો કાયદો બહાર પાડશે. સરકાર એવો પણ કાયદો કાઢે કે કોઇએ બાળબચ્ચાં સાથે રહેવું નહિ; કોઇએ હોઠ ઉઘાડવા નહિ. આ ઢાંકેલો માર્શલ લો છે. અને તેનો પડદો સરકાર ઉઘાડો કરી દે તો હિન્દના ધન્યભાગ્ય છે. હિન્દની તે જ વખતે મુક્તિ છે. એ ઠગબાજી આપણે ખુલ્લી કરવી છે. આ બ્રિટિશ રાજ્ય કેવા પ્રકારનું છે તેની આ સત્યાગ્રહની લડત પહેલાં કોઇને ખબર ન હતી, હવે ખબર પડી છે.

## ધરાસણાનો કાળો કેર

આ શહેરના મેદાનમાં, આ શહેરના જાહેર રસ્તા ઉપર વ્હાઇટવે લેડલોની સામે મુંબાઇ શહેરના નવજુવાનોનાં માથાં ફૂટે એ વાત છૂપાવી શકાય એવી નથી. છાપામાં આવે, ફીલ્મો લેવાય. મુંબાઇમાં રહેતા આ રાજ્યના વફાદાર ખેરખાંઓ નજરે જોઇને ચમકી જાય, આમ આ વાત સરકાર છૂપાવી નથી શકી. પણ તમે ધરાસણા જોયું છે ? એ તો ધરતીનો છેડો છે. એ એક નાનું ગામડું છે. એ ગામડામાં એક માઇલ સુધી પેસવા ન દે. પાંચ માણસ એક સાથે જઇ શકે નહિ. કોઇ પરદેશી જઇ શકે નહિ. છાપાનો રિપોર્ટર ન જઇ શકે. ત્યાં જે સિપાઇ હોય તેમણે સભ્ય માણસોને જોયા જ ન હોય. ત્યાં માથાં ફૂટે, લાઠી ચાલે તેની ખબર જગતને કે મુંબાઇને ન થવી જોઇએ એવી સરકારની ધારણા હતી. એક અમલદાર લખી મોકલે છે કે એ બધું બનાવટી છે એટલે પત્યું. સરકાર એ વાત વિલાયત લખી મોકલે કે ત્યાં કાંઇ થયું નહોતું. પણ મુંબાઇની વાત છુપાવાય નહિ, છુપાવી શકાય નહિ, એટલે તમને લાગે છે કે આંહી માર્શલ લો નથી.

## નામર્દ નિર્વંશ ભલે જાય

કદાચ એમ માનીએ કે સોલાપુર જેવો માર્શલ લો આખા હિન્દના માણસો ઉપર જાહેર થાય, તો તો નામર્દો નિર્વંશ જતા રહે. હિન્દમાં આજે આપણે ડરતા થઇ ગયા કે માર્શલ લો આવશે તો શું કરશું, તે દિવસથી જ કમબખ્તી બેઠી જાણજો. હું જેલમાં ગયો હતો ત્યારે ગુજરાતને કહેતો ગયો હતો કે જેમની પાસે વધારે

પૈસા હોય અને જેમને ડર લાગે તેઓ બધું સમેટી લઇ પરદેશ જતા રહે. મુંબાઇને પણ આજે હું એજ વાત કહેવા માગું છું. આજે ધર્મયુદ્ધ આદરવામાં આવ્યું છે, માટે કોઇ નામર્દ રહેશો નહિ. અમારા આ ધર્મયજ્ઞને અભડાવશો નહિ; નહિતર મોત આવ્યું સમજજો. આમ નામર્દોનો નાશ કરવા માર્શલ લૉ ભલે આવે. જે ગામમાં દશ લાખ નિર્વીર્યો, નમાલાઓ રહેતા હશે ત્યાં પાંચ લાખ મરદો રહેશે તો હું રાજી થઇશ.

### વેપાર કેમ કરાય ?

એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વ્યક્તિ, જેના નામની નાના મોટા વૃદ્ધ સૌ જય પોકારે છે તેને જેલમાં બેસારી છે તેવે વખતે આપણે વેપાર કુટવાના છીએ ? જેની પૂજા કરવી જોઇએ એને જેલમાં પૂરેલ છે. આપણે ૩૩ કરોડ છતાં બે લાખ તેને જેલમાં રાખે ત્યારે વેપારના વિચારો કેમ કરાય ? હવે વેપારનો વિચાર મોકૂફ રાખો. કોલેજો હોય તેને સળગાવી મૂકો. નિશાળોનો ભાંગીને ભૂક્કો કરો. દોઢસો વર્ષથી આપણે સાચો વેપાર કયારે કર્યો છે ? એક જ વાણીયો ખરો વેપાર જાણે છે અને તે વેપાર તે ઇજ્જતનો વેપાર છે. એ જેલમાં છે એટલું જ નહિ પણ એના ત્રણ છોકરા જેલમાં છે. એના છોકરાનો ૧૬ વરસનો નાનો છોકરો યે જેલમાં છે. અને એની પત્નિ શું કરે છે ? જીંદગીને જોખમે ગામડે ગામડે દારૂના પીઠાં, કાપડની દુકાનો ઉપર પીકેટીંગ કરે છે. તેવે સમયે તમને હું વેપાર કરવા નહિ દઉં.

### હૃદયની વરાળ

આજે માથાં ફૂટે છે. માથા કેમ ફૂટે છે ? કરમ ફૂટયાં છે તેથી. ગુજરાતના એકે એકનું માથું સાજુ ન રહે ત્યાં સુધી આ લડત ચાલશે. ગાંધીજી ફૂટેલાં માથાંની માળા સરકારને ભેટ આપવા માગતા હતા. સરકાર તો આજે અકળાઇ ગઇ છે. ચીડાઇ ગઇ છે. એનું કારણ શું ? એનું એક હથિયાર બુઠું થયું છે. બંદૂકનો ઉપયોગ કરતાં તે શરમાય છે. જગતથી એ ડરે છે.

એક જ નિઃશસ્ત્ર માણસે સરકારને સમજાવ્યું છે કે ગમે તે કરશો તો પણ પ્રાણ લેવાનું તમારા હાથમાં નથી.

આજની સભામાં તો હું હવે એટલું જ કહીશ કે વ્યાપારની વાત કરવી એ આ વખતે નામર્દાઈનું કામ છે. કૉલેજમાં જઈ ડીગ્રીઓ લેવાની વાત કરતા હોય તે બધા હિન્દના દુશ્મનો છે. કૉલેજીયનોને હું પૂછું છું કે તમે કૉલેજમાંથી બહાર આવી શું કરશો? તમે ખરેખર આંધળા છો. કૉલેજમાં જઈ શું ઇતિહાસ વાંચવાના છો? પરીન બહેનનો ઇતિહાસ વાંચ્યો છે? યાદ રાખો કે આ બધા એકત્ર થયેલા ભાઈઓમાં ઘણાના છોકરાઓ કૉલેજોની વાતો કરતા હશે. મારી પાસે તમે કઈ વાતની આશા રાખો છો?

## ભય છોડો

આપણે આપણી સ્થિતિ સમજી શકીએ છીએ; પણ આપણા કરતાં ગામડાંનો ખેડુત વધારે દુઃખી છે. એને પણ હું કહેતો આવ્યો છું કે ખેતી ભલે જહન્નમમાં જાય. મુંબાઈ વેપારીઓનું શહેર છે અને વેપારીઓને પણ મારી સલાહ છે કે વેપાર ભલે જહન્નમમાં જાય. ભલે સરકાર માર્શલ લોનું હથિયાર અજમાવે. સરકાર કોઈ જૂલ્મ કરવાનું બાકી ન રાખે. આપણે ડરવાનું નથી. આપણે શાંત અને અહિંસાત્મક રહેવાનું છે. અંગ્રેજો તરફ સભ્યતા રાખજો. ટોળે મળીને ઠેર ઠેર નકામા ન ઉભા રહેતા. પીકેટીંગ ચાલતું હોય ત્યારે પણ ટોળે ન મળતા. ટોળાબંધ જમા થવામાં તમે ફાયદો નથી કરી શકવાના.

## સુલેહની વાતો

આ સમય તમાસો જોવાનો નથી. જો તમારામાં રાષ્ટ્રીય ભાવના હોય તો મહાસભામાં જોડાઈને રાષ્ટ્રીય કાર્ય આગળ ચલાવજો. ગમે તેવા સંયોગમાં આપણે એક ડગ પણ પાછળ નથી ભરવાના, આગળ જ ચાલવાના છીએ. જેલના દરવાજા તૂટે અને આપણા ભાઈઓ અને બહેનો બહાર આવે, સરકારને ખબર પડે કે, હિન્દુસ્તાન હિન્દીઓ માટે છે અને પરદેશીઓ માટે નથી, ગાંધીજી બહાર આવે, ત્યારે જ સુલેહની વાતો કરવાની છે, હમણાં નહિ. રાષ્ટ્રીય કાર્ય

સિવાય અન્ય કાંઇ વાતવિચાર નહિ એજ ભાવના તમારા દિલમાં હોવી જોઇએ.

તમારા મનમાં ગોખી રાખજો કે આ સરકાર અત્યારે કોઇ નવો દાવ વિચારી રહી છે. જેલ ભરતાં સરકાર થાકી એટલે લાઠીથી માથાં ફોડવાનો માર્ગ એણે શોધી રાખ્યો. માથાં ફોડતાં સરકાર જ્યારે થાકી છે ત્યારે એ કોઇ નવા દાવ શોધી રહી છે.

### ઇજ્જતનો સટ્ટો

હિન્દના સેનાપતિની મને જગા આપી છે. વળી હું ખેડુત છું. એટલે ચોકખી વાત કરીશ. દૂધ અને દહીંમાં પગ રાખવાનો ખેલ મને ન આવડે. સફાઇની મોટી અને ખોટી વાતો કરતાં મને ન આવડે. એટલે મારી પાસે પ્રપંચ પણ નહિ ચાલશે. કોલેજના વિદ્યાર્થીઓ રાડો તો ખૂબ પાડતા હતા. જેની પૂજા કરતા હતા એ જુવાનોના નૂર પંડિત જવાહર જેલમાં છે. એણે આશા રાખી હતી કે કોલેજોમાં ભણના બધા વિદ્યાર્થીઓ બહાર આવશે. વિદ્યાર્થીઓ જો મને મળવા આવશે તો હું એવી વાત કરીશ કે તેઓ ઉભા ઉભા સળગી જાય મુંબાઇના વેપારીઓને વધારે કહેવાનો પ્રસંગ નથી. તેમણે હિમત બતાવી છે, ભોગ આપ્યો છે. એમને હું ધન્યવાદ આપું છું. પણ આટલું બસ નથી. પાછા જવાની કોઇ વાત ના કરશો. કાળી ટીલી ન વહોરશો. ઇજ્જતના આ સટ્ટામાં પાછા પડતા નહિ. રોટલા ન મળે તો ગુજરાતમાં આવજો. મારા ખેડુતો ખવડાવશે.

### લડત બંધ નહિ જ પડે

તમને ખબર ન હોય તો હું કહું છું કે સરકારની ઉમેદ બે ચાર મહિના આમ ને આમ લડત લંબાવીને બંધ પાડવાની છે. પણ હું સરકારને કહું છુ કે હિન્દમાં ગમે તે થાય, ગુજરાત આખું યે સળગી જાય, પણ મુંડી નમાવવાની વાત કદી નહિ બને. આ સમયે ચૂકયા તો કાયમી ગુલામી કપાળે ચોંટશે. દુનિયાના ઇતિહાસમાં કાળા અક્ષરે નામ લખાશે. આજે તો જગત અજાયબીથી જોઇ રહ્યું છે કે એક પ્રજા પાસે શસ્ત્ર નથી છતાં શું કરી રહી છે. હવે છુપાવ્યું ઝાઝો વખત છૂપાવાય એમ નથી. જો

આપણું બલિદાન પૂરેપૂરૂ અને સાચું હશે તો દુનિયાથી લાંબો સમય ઢાંકયું નહિ રહે. કયો રાક્ષસ સત્યને ઢાંકી રાખી શકયો છે, સત્ય હશે તે આખરે ફૂટી નીકળશે. આપણાં માથાં તોડશે, પણ દીલ નહિ તોડી શકે એ યાદ રાખજો. ગોળીથી શરીર વીંધી શકશે, પણ કોઇ ગોળી એવી નથી બની કે જે આત્માને વીંધી શકે.

**સમાધાનીનાં સ્વપ્નાં**

આ લડાઇ તમે બરોબર સમજો. તમે શાંતિ જાળવી છે તે માટે આખું હિન્દ આફ્રીન છે. પણ હવે જ કસોટીની શરૂઆત છે. વાતો ચાલે છે કે સમાધાની થશે; સરકાર આમ કરશે ને તેમ કરશે. મને આવી વાતો સાંભળી દુઃખ થયું છે. મને લાગ્યું છે કે હું જેલમાંથી છુટીને મૂર્ખાઓના ધામમાં આવ્યો.

એક વાત યાદ રાખજો કે હિન્દને કાંઇ આપવું જોઇએ એમ એક પણ અંગ્રેજ પ્રમાણિકપણે માનતો નથી. હજી તો બહુ વાર લાગશે. એને છોડવાનું છે તે એવા પ્રકારનું છે કે જે એની કલ્પનામાં યે નહોતું. એમની તો માન્યતા છે કે હિન્દ મૂર્ખાઓનું ધામ છે, મીઠી મીઠી વાતોથી છેતરાઇ જશે. પરંતુ એક માણસ એવો છે કે કોઇ એને છેતરી શકે નહિ, કારણ કે એનામાં પ્રપંચ નથી, એ સીધો છે. રાઉંડ કે સ્કવેર ગમે તેવું ટેબલ મૂકો, પણ એ એનાથી છેતરાશે નહિ અને બીજું કોઇ એમાં જવાનું નથી. મને વિશ્વાસ છે કે તમે પણ એ વાત સમજી ગયા હશો. કેટલાક માણસો જેઓ સાચી સેવા કરી રહ્યા હતા તે જેલમાં ગયા છે. તેઓ જેલમાં હોય અને આપણે ગોળમેજી પરિષદની વાતો કરવી એ ફોકટ છે.

**લડત ધપાવો**

જોરથી લડત ચાલુ રાખજો. હજી તો બહુ વાર છે. મીઠી મીઠી વાતોથી ફસાતા નહિ. ગોળમેજી પરિષદમાં જવાની વાત કરનારા મૂર્ખાઓ છે. તમે એ વાત ઉપર લક્ષ ન આપશો. તમે મુંબાઇમાં અજબ શાંતિ જાળવી છે તે માટે ધન્યવાદ આપું છું. માર્શલ લોની વાતોથી ડરશો નહિ. સમાધાનીની વાતોમાં ફસાશો નહિ. તમારી લડત ચાલુ રાખવાનું ઇશ્વર તમને બળ આપો.

મુદ્રક : હ. મ. પંડયા, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર.

## બ્રિટિશ માલનો બહિષ્કાર કરો




ઉપર મુજબ રાષ્ટ્રપતિ જવાહરલાલજીની છબીવાળી બહિષ્કાર ટીકીટો અંગ્રેજીમાં, ગુજરાતીમાં અને હિન્દીમાં ધોલેરા સત્યાગ્રહ સમિતિ તરફથી પ્રગટ થઇ છે.

જ્યાં સુધી સ્વાતંત્ર્ય-યુદ્ધ ચાલે ત્યાં સુધી આ ટીકીટો હિન્દભરમાં ખૂબ ખૂબ વપરાવી જોઇએ છે. તમામ મહાસભા સમિતિઓ આ ટીકીટોનો પ્રચાર કરે એવી વિનતિ છે.

### ટીકીટોના ભાવ

| | |
|---|---|
| ૯૬ ટીકીટોની ચોપડી : | કિમ્મત બે આના |
| ૨૧૬ ટીકીટોની ચોપડી : | કિમ્મત ચાર આના |
| ૪૮૦ ટીકીટોની ચોપડી : | કિમ્મત આઠ આના |
| ૧૦૦૮ ટીકીટોની ચોપડી : | કિમ્મત એક રૂપિયો |

લખો : મંત્રી, ધોલેરા સત્યાગ્રહ સમિતિ,
રાણપુર, બી. એસ. રેલ્વે, કાઠિયાવાડ.

બ્રિટિશ માલનો બહિષ્કાર કરો